ધી ન્યુ

# ફોનોગ્રાફ ગાયનમાળા.



આઠ આના.

# ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા

## ભાગ ૧ થી ૪.

સારા સારા પ્રખ્યાત નાટકોનાં ગાયનનો સંગ્રહ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

"ગુજરાતી" સાહિત્ય મંદિર,

સલાબતપુરા—સુરત.

આવૃત્તી ૧ લી ] સને ૧૯૨૪. [ પ્રત ૩૦૦૦

૧૫૮૯૫

શુ તમોને તમારા પૈસાનો બચાવ કરવો છે જો તમોને મોંઘીદાટ
બે ત્રણ રૂપીઆની કીંમતની નવલકથા ખરીદ કરતા કંટાળો
આવતો હોય તો જરૂર આ સારરૂપ વાર્તા ખરીદો

# વીર દુર્ગાદાસ

રાઠોડ સરદાર દુર્ગાદાસના અદભુત પરાક્રમની કથા જાણવી
હોય તમારા બાળકોને સ્વદેશ પ્રત્યેની ફરજોનુ જ્ઞાન આપવુ
હોય તો આજેજ ખરીદો.

**બહારગામવાળાએ છ આનાની ટીકીટ બીડવી.**

**મુલ્ય માત્ર પાંચ આના.**

છપાવનાર,
જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ,
"ગુજરાતી" સાહિત્ય મંદિર,
સલાબતપુરા—સુરત.

સુરત, બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમા આવેલા શ્રી "અંબિકા
વિજય" પ્રિન્ટીંગ પ્રેસમા હરગોવનદાસ હરકીશનદાસે છાપી

# ધી ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા

## ભાગ ૧ લો.



---

**મધુ બંસરી.**

જરા કહોજી સાવરીયા શા જાદુ કર્યા ?
જાદુ કર્યા મન ઘેલા કર્યા,
હતું મમ દિલ ભોળુ બાળ, ના સમજ્યુ કુવારૂ કંઇ,
કાતિલ તમારા કામણે બાળા દિવાની થઇ,
જીગર અમ લૂટી લઇને ના દવા પાગલને દેશો કંઇ,
જીવન વિનાની વેલીને પ્રીતીના પાણી પાશો નહિ,
હર્યાં અમ પ્રાણ નેહે નાથ, કરૂં વિનતી સતાવો નહિ,
મોહન તમારાં હાસ્યથી, નયનો નચાવો નહિ,
શરમવશ શું મુખે કહેવુ દયા ઘાયલની લાવો કંઇ,
શરમ આંખોની રહેતી હો, કલેજા કૂણા કાપો નહિ.

**શૃંગી ઋષિ.**

હું તો જોગણ બની છું, મારા વહાલમની,
વહાલની પ્રેમ આલમની—હું તો
વન વનના મહેલ પ્રિતમ ? તારા વિણ સુના છે,
તિરથના ઘાટ પ્રિતમ ? જોગથી જુના છે,
રસિકા એ રસના ઉપાસકની—હું તો.
તરૂ તરૂને પાને પ્રિતમ ! નામ જો તારૂં છે,

રેખા રેખામાં પ્રિતમ ! ભાગ્ય જો મારૂ છે,
દાસી એ દિલના દિલાવરની-હુ તો
(કવિ ન્હાનાલાલ)

## બીનળ-મુંઝાળ

ટુટેલા તાર વીણાના તે બધાશે ફરી પાછાં,
પુટેલા પ્યારના વાજા ન સધાશે કદી પાછા-ટેક૦
દીવાલોમા પડયા ચીરા, તે સધાશે કદી પાછા (૨)
થયા ચીરા જીગરના તે ન સધાશે કદી પાછા-
પડયા જે મ્હોતના મુખમા ઉભા થાયે ફરી પાછા
ઘવાયા બેવફાથી જે ન સાજા થાયે તે પાછા-ટેક૦
પડેલા ઝખમ ખંજરના પુરાયે તે ફરી પાછા
પડેલા જુલમના ઘા તે ન રૂઝાયે કદી પાછા-ટેક૦

## એમાં શુ ?

કોયલીયા કુક સુનાવે, ખીલી બસંત બહાર-કોયલીયાં૦
કોન સખી મોહે બસંત સુનાવે મય તલસુ બાર બાર;
પાપી પપૈયા પિયુ પિયુ બોલે, પિયા પરદેશી યાર-કોય૦
જીયા પિયા બિન જલે દીન રયના, જોબનવા દિન ચાર;
મયે નવજોબનના જોગન બનુગી, પિયા મીલન હુસ્વાર-કોય૦

## સતી દ્રોપદી

ગોવિંદ ગુણ ગાવોરે, હો નરનાર,
ગોપાળા ગુણ ગાવોરે, હો નરનાર,

ગિરિધર શ્રીધર, શ્રી મુરલીધર,
નામથી નેહ લગાવોરે હા નામથી નેહ લગાવોરે હો,
અધમ ઉધ્ધારણ ભવ જળ તારણ,
શ્રીકૃષ્ણ કૃષ્ણ કહે જાવોરે, હા શ્રીકૃષ્ણ કહે જાવોરે–હો.

એકજ ભુલ.

મને ભોળીને ભરમાવી રે મા, કેમ કરૂં ?
અણસમજુને ફોસલાવી રે મા, કેમ કરૂં ?
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે,
મારૂં દીલ લલચાવે, પેલો ગરજી,
પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ ફાવે ?
એ તો સાંભળે ન એકે મારી અરજી
છાતી .માંતો, અરરર રરરર અરરર રરરર થાયરે–મા.
એના મોઢાની મીઠાશ, એ તો જાણે નાગ પાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત, એ તે કયાની હશે રીત ?
થઇ બેસે છે ધરાર મારો વરજી !
છાતીમા તો થરરર રરરર થરરર થાયરે માં કેમ કરૂં ?

એકજ ભુલ.

આપણે કરશું વકીલાત ત્યારે ભરશે કોણ પાણી ? (૨)
પછી ધણી ધણીયાણી થઇને મહાલશેરે મા–આપણે
આપણે પ્હેરશું પાટલુન બુટ કોટ નેકટાઇ, (૨)

પછી ઘણી સેથા ટપકી પાડી નાચશેરે બા–આપણે
આપણે થઇશુ સોલજર કરશું ધુમ ફરરરર,
વરજી લે ઘા ચોળી પ્હેરી સાચવસે ઘર
ઘાઘરા પલટણ કરશે દેશનો ઉધ્ધાર,
ઓ મારા હિંદ તારો થઇ ગયો બેડા પાર !–આપણે

**સંસાર—નૌકા**

શ્યામ ઝુલે હીંડોળા, કુંજન બનમે,
કુંજન બનમે મધુ બનમેં,
લતાએ પુષ્પોકો ઝુલેમે કયા ઝુલાતી હુએ ?
પવનકે ઝોકેમે કયસી, સુગંધ આતી હુએં ?
ચમનકે ઝુમકે શાખે સમા દીખાતી હુએ ?
મદનકો ગોદમે લેકર એહ સબ રમાતી હુએ ?
બસ ગઇ સાવરી સુરત એહ નયનનમે –શ્યામ૦

**સરદારબા**

બંસીવાલા આજોરે મારે દેશ,
તારી શામરી સુરત પ્યારો બેશ–બસી૦
આવન આવન કહે ગયોજી, કર ગયો કોલ અનેક,
ગિણુતા ગિણુતા ઘીસ ગઇ મોરી આગરીયારી રેખ,
સાવરીયા, રસીલા સલુણા, પીયારે જીયામેં કરૂં નિસાર,
દોહરા { હમતો જોગી પ્રેમ કે'રે, પ્રેમ હમારો દેશ,
શુધ નહી પાઇ પીયુકી, તબ લીના આ બેશ–તારી.

**બુદ્ધદેવ.**

પડતી હવે મુજને ખબર તુંમાં જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તે દીઠી નહિ
જ્યા પ્રેમ મારો ઝળ હળે, ત્યા તે દીધો બદલો ખરો
ઘરબાર ને છોડયા વિના, યુક્તિ કશી સુઝી નહિ
હવે તો જોજરા જાગી (૨)
ચોળી વિભુતિ અંગે, બન્યો શું યોગી (૨)
સમાધિ જુઠી દે ત્યાગી,-હવે
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી? (૨)
મધુરાં પુષ્પને ત્યાગી, અણા કાટા શુ હીન ભાગી(૨)હવે
ઉંડી આશ ધારીને મેં તારો સંગ કીધો તો (૨)
ભરૂસો દઇ ભુલાવી ઓ ? વિરાગી શું ગયો ત્યાગી (૨)
હવે તો જો જરા જાગી.

**સુરદાસ**

દાસ પરે દયા લાવોરે,
દયાળુ દેવા દાસ પરે દયા લાવો-ટેક૦
સંસારી સંબધ તોડી, જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો બાવો બાવોરે-દયાળુ૦
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાવુ,
વા'રે અવિનાશી આવો આવોરો-દયાળુ૦

**અરૂણોદય.**

દુખીને દીલાસો દેતો, રંકનો બેલી ભલી ભાળ લેતો,
સૂના આગણા શોભાવે મારો રેંટિયો રૂડો;
દેશ ઉદયના જાણો ઝીણા ઝીણા તાર એના;
નિર્ધનને ઢાકયા રાખનારો, મારો દેવ એતો—સૂના
જીવનના મંત્ર જેવા, ઝણ ઝણકાર એના,
ભારતનું ભાવિ એ ભણાવે, ખરો ધર્મ કહેતો—સૂના.
ચક્ર સુદર્શન જાણો, શ્રી. ઘનસ્યામનું એ,
દેશની લક્ષ્મી રોકનારો, રખેવાળ રહેતો—સૂના.

**અભિસારિકા.**

મારી સજની, તુ કયા રમીઆવી રજની, સાચું બોલ, બોલ, બોલ.
શાણી સઇયર, તું શીદને આળ ચઢાવે, કેડો છોડ છોડ, છોડ ?
હમણા માળા ગુંથી હતીને, હમણા કેમ કરમાણી,
પરસેવો તને કયા વળ્યો, તારી ભમર કયા ભીંજાણી—સાચું,
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતા ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ—મારી ભમ્મર ત્યા ભીંજાણી,—કેડો
અધર દંત બેઠા દીસે છે, છાતીએ નખ લાગ્યા,
એવો રસીયો કોણ મળ્યો તને કામબાણ કો વાગ્યાં—સાચું.
પોપટડો પીંજરથી કાઢી, રમાડતી હું રંગે,
ચતુરે મને ચાચ મારી સખીઓ મારા અંગે—કેડો છોડ.
કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીના હારો,

નયન રહ્યા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો–સાચું.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી.––કેડો.

શાં'માંડલીક રાગ ભૈરવી

ખુને જીગરકો પીતી હું બસ ગમમે તેરે યાર,
શહેરે ચમનસે ફીરતી હું બસ ગમમે તેરે યાર,
મય ચુપકે ચુપકે રોતી, મું આસુઓસે ધોતી.
વો કહા ગયો મેરો મોતી, મોતીં બીના નહી સોતી,
બસ ગમમે તેરે––ખુને
દીલ ઉસીકું દીજીએ દીલદાર યાર હો,
કયા હીંદુ કયા મુસલમાન કદરદાન યાર હો,
મેરી નજર જો તુમસે લડગઇ, મે પલ ગસે નીચે પડગઇ,
વોહ કહા ગયે મેરે પ્યારે,
મેય અગ્નિ જેસી જલ ગઇ બસ ગમમે તેરે યાર–ખુને.

સૂર્ય કુમારી

સોહામણી સ્વર્ગની વાટ એકદીન સોભાવજો હો રાજ,
રસીલા અમરાપુરી ઘાટ એકદીન સોહાવજો હો રાજ.

સાખી

મૃત્યુલોકનાં મનુષ્ય કય, કયાં અમરાપુરી ઘાટ,
અઘટિત–કહો એ કેમ બને, વસમીવીકટ એ વાટ,
મુગટમણી તમે રાજસદનના, પારિજાત તમે નંદન વનનાં;

રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિત જ્યોત પ્રકટાવી પરસ્પર,
મેળવવા અંતરમા, અંતર સ્વર્ગ અમારૂ સોહાવજો—હોરાજ.

**વીર કુણાલ**

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી—અમારા
થયા દુર્ભાગીયા એવા તજાવી દેશની સેવા,
ભટકશુ પારકા ઘરમા બની લાચાર પરદેશી—અમારા.
અમારી ધર્મ નીતિથી, અમારી સત્ય પ્રીતીથી,
અમે સત્કર્મથી થઇશુ, હૃદયના હાર પરદેશી—અમારા
અમારા દેશ બંધુઓ અમારી જન્મ ભુમિમા,
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદ પાર પરદેશી—અમારા.

**બોલતો કાગળ** રાગ કોરસ

આશક ખરખુચા જેવા માશુકનો પુરદમામ,
ચાહે રાંડે કે માંડે શુ અમને તેથી કામ
જાણે ઘરડીઘોડી ને પહેરાવી લાલલગામ,
જોડી જુગતી છે એવી, જોવા મળશે ગામ
હા,હાહાહાહાહા—હાહાહાહાહા.
વરલોભધરે કન્યાનો, જમવાને માગે જાન.
ઘોડાને બદલે ખાધો, ગીતડાને બદલે કાણુ,
અહીંમાડવડો મંડાયો, ત્યા કાષ્ટ ગયા સમશાન,
ચોરી ને બદલે ચોકો, ને રામબોલો ભાઇરામ.
હા,હાહાહાહાહા—હાહાહાહાહા

આલમ આરા પુંજ

આંખે કહેકે દિલહીને હમકો કીયા ખરાબ,
ઓરદિલ કહેકે આંખોને હમકો ડુબાદીયા,
બિગાડાના કીસીકા કુસ્ઝન મગર હોએ મુફતમે,
દોનોકી જીદને ખાકમે મુજકો મિલાદીયા,
ડાલ ગલે બૈયા મેય શેએશેએ જાનીયા
ઉંચી અટારીયા પીયા બોલાવે, પતલી કમરિયાસો બલખાવે.
થકથક ગઇયા મેય શેએશેએ જાનીયા
જોરા જોરી ઘુંઘટ લાકે, જોબન રસલુટે,
ગલ લા કે લખલખ કઇયા-મેય શેએશેમે જાનીયા.
ડાલ ગલે બૈયા મેય શેએ શેએ જાનીયા

વીર દુર્ગાદાસ

સોગન લઉં (૨) નદાચદાના,
સોગન હમારા કેવ ગણીને,
તમને વહુ દીકરી માનીને,
સોગન લઉં ખોટા જાણીને-સોગન લઉં
મતી પીતાની હવે સુધરશે, વદન નદાને મળી જશે
સોગન લીધેલા ટળી જશે-સોગન

કંસ વધ

કાનુડા ત્હારી કામણ કરનારી, વ્રજમા વાંસલડી વાગી.
મીઠી વળી મોહક, મન વશ કરનારી-વ્રજ.

મન વશ કરનારી, સ્વર સુણતા લાગે સુખકારી.
હું ઘેલી (૨) તમ વિણ થઇ છું ગિરધારી–વ્રજ.

**શંકરાચાર્ય**

કહેજો કે શંકર તો સન્યાસી થયો,
સ્વામી થયો અવિનાશી થયો –કહેજો
કહેજો જગ ઉધ્ધારણ, કારણ બાળ થયો છે યોગી,
મારૂં તારૂં ત્યાગી માતા, થયો બ્રહ્મ અનુ રાગી.
તો પણ મુજને નહિં નિરખતાં જનની જીવજ ખોશે,
શાન્તિ દઇ સહુ કહેજો માતા, રહેજો પ્રભુ ભરોસે–કહેજો.

**બુદ્ધદેવ**

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમાં,
વિરહ અંગાર ઉઠે તનમા, અતિશય બળી રહી મનમાં
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય,
ઝુલતી આ લલિત પાખડી, ભોગી મધુકર ચ્હાય–પિયુ૦
બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય,
નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર ચ્હાય,
હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમા–પિયુ૦

**માલતી માધવ**

નાનકડી નાજુક નાર, હુ બહુ નાનકડી–બહુ નાનકડી.
મારા લાલાની છુ લાડકડી (૨) છુ લાડકડી (૩)
આમ તણે મટકે પટકું છુ લાલને,
નાની શું સમજે વ્હાલાના વ્હાલને;

( હુ તો બધુએ સમજુ છુ )
જાણી ભોળો ભરથાર તુ બહુ માથે ચડી (૩) નાનકડી.

સુર્ય કુમારી

રિબાયો છુ ફસાયો છુ, કુટાયો છુ લુટાયો છુ,
દુભાયો છુ મુઝાયો છુ, અમારી આમ બાબત છે.
(પણુ થયુ કેમ)
પકડતાં જાળમા ઉંદર ભરાયો સર્પ તે અંદર,
હર્યું ઘોડા બદલ ખચ્ચર અમારી આમ બાબત
ખીજાણુ નાર નખરાળા મુઝાણુ જોઇ ગોટાળા,
પછીથી પુછડા વાળો, મળ્યો તો આમ બાબત છે.
તમારા કષ્ટ સઉ ટળશે, અવશ્યે ન્યાય પણુ મળશે,
તમારા શત્રુ સપડાશે, અમારી એ કબુલ છે,
તમારી એ કબુલત છે, અમારી આમ બાબત છે.

વીર કેશરી

થવાનુ ના થવાનુ કે' નજુસી કોણુ એવો છે;
ન જાણ્યુ જાનકી નાથે, સવારે શું થવાનુ છે.
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમા વાત જાહેર છે;
ન જાણ્યુ જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે.
હતા કૈરવ અને પાંડવ, જગતમા મહા બળી યોદ્ધા;
ન જાણ્યું ભિષ્મ જેવાએ, સવારે શું થવાનું છે.
રમ્યા જુગટુ સહુ સાથે; વિભુતિ સઉ ગયા હારી;
ન જાણ્યું ધર્મ જેવા એ, સવારે શું થવાનું છે.

**કાદમ્બરી**

શુ કહુ કથની મારી રાજ, શુ કહુ કથની મારી
હું તો દઇવના ત્રાસે હારી રાજ, શુ કહુ કથની મારી
પરખી પારિજાતિક મે, અરપણ કીધુ મન મ્હારૂં,
પતિ તજી પરલોક સિધાવ્યા, કરી જીવતર મમ ખારૂ–રાજ.
ચદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમન આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો. પણ ઉડી ગયો આકાશે–રાજ
અરપ્યુ મે સર્વસ્વ સ્વામીને, પ્રેમની કરની ધારી,
તજી જગત જજાળ સર્વ હુ પ્રીતે ભજુ ત્રીપુરારી–રાજ.

**સુરદાસ**

હુ ભજન કરીશ હરિનુ સદા સુખે,
આ સસાર આગ સમ લાગે,
મિથ્યા ફાફા મારી હારી–ભજન
નહિ કોઇને કેહેવા તમારી વાત આ ખધાઉં છુ,
રાખો ભરૂસો હૃદયમા, હુ દેવના સમ ખાઉં છુ
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દીઓ,
સતો તણા સહેવાસમા, ગુણ કૃષ્ણુના ગાવા દીયો–હુ.

**સુકન્યા સાવિત્રી**

લાગી લગન મને ત્હારી, ઓ લલના–લાગી
સુરપતિ? મતિ શુ વિસારી ઓ લલના–લાગી.
શચિથી અધિક સુખ આપુ, પટરાણી કરી સ્થાપું,
ઉથાપું ન વચન મનોહારી–લાગી

**સતી અનસૂયા**

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી, કલાવી પટાવી પૂછો શું તમે;
ફુલ સુગંધી વાળા, રૂડા રંગ રૂપાળા, તેની મીઠી સુગંધી તને
ના ગમે.–મારે.

લીલા પીળા ઝાડ પાન, ઉપર પંખી કરે ગાન.
રોજ કાને સાંભળવા, કોને ના ગમે (૨)
નર્મદા-વાહ કેવી શાણી બોલે મધુર વાણી
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે.–મારે.

**મહાશ્વેતા કાદમ્બરી**

થઇ પ્રેમવશ પાતળીયા, મારા મનના માલિક મળીયારે....થઇ
પ્રીતે કરો મુખવાસ, સજનવા રાજ હૃદયના વાસી;
પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી, મારા મનના મનોરથ ફળીયારે....થઇ
ભાગ્યવંત કર્યો ભગવતી મુજને, જીવન સફળ થયું મારૂં;
કરો શ્રીહરિ શુભ હમારૂ મારા મનના માલિક મળીયારે....થઇ.

**માલતી માધવ**

લ્યો સુંદરી સુમનની માળા,
જઇ કહેજો પ્રણામ હમારા.
માળા નહિ પણ વરમાળા,
સુંદર વર એ શરમાળા.
સુખ દર્શનથી મન ચોરી (૨) ચિત હરી ગઇ બાળ ચકોરી;
તમે કિશોર એ નવલ કિશોરી, મટકે મોઢાં મટકાળાં–લ્યો.

**સરસ્વતી ચંદ્ર.**

મને પ્યારી લાગે હાં, છબી સુંદર મોહન વરની,
મોર મુકુટ પીતાંબર સોહે ગલે વીજયાતિ માલા.
વંદ્રાવનમા રાસ રમે, હરિ રાધારમણ રૂપાળા—મને
રસીયા રસ તરસ્યા રસીલીના રસિક અધર ચુમતા,
પીન પયોધર મરદન કરી, હરિ ભાવથી ભુજ ભરતા—મને.

**સંસાર લીલા**

આવી અણધારી આ ધાડ,
બાપા ગેબી ગોળા માર
રાડને આવ્યો ના વિચાર
મરકે ભુત બની નીરધાર
ભાઇ ભાળો ભાઇ ભાળો
એક આ ફેશનનો ગોટાળો
શામળીયાજી કરજો મારી સહાયરે
તમો મોટરમા બેસી વ્હેલા આવજો
શુ શામળીયોજી સહાય કરે આ બાળકને સંભાળો.
તમે શીદ મને સહુ બાળો
નંબર વનનો આ ગોટાળો હાયહાયહાય
મારા દીલમા આ વાગી ખીલી,
મારા પગની નળીઓ થઇ ઢીલી
દીકરી આનો શુ ઉપાય
ઇજ્જત ટકે શેર વેચાય અરેરે મરી ગઇ તારી માય
બાપા હાયહાયહાય બાપા હાય.

**(ભાગ ૧ લો સમાપ્ત.)**

# ભાગ ૨ જો

બુદ્ધદેવ

પુલની પાખડી લ્યો પ્રાણ-પુલની
ગણી અંતરની ઓળખાણ-પુલની
શ્યામ સલુણા અમ ઘેર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મ્હેમાન-પુલની.
આજુ શુ કહીએ સજ્જનને, સખી નયનના ભાણુ,
વિમળ કમળ આ સરવર જળનુ ભોગી ભ્રમર સુજાણ-પુલની.

મહાદજીશિંદે

ચાદનીના ચોકે ચતુરા ચીતહર ચીત હરવા જાતી,
ચદા આ જોનાં નભની ચદ શરમાતી, લજાતી પગલા
ભરતી.
રાત્રી ખીલી મધુ માસની મધુ શબ્દ કોકીલ ગાય છે
મધુરા મૃદુલ મલયા નીલે મધુ મજરી લચકાય છે
મધુ કુજમા મધુ સુદરી માધવ મીલન આ ન્હાય છે
આ ચાદનીને નીરખતા શી ચાદની શરમાય છે

સંસાર-લીલા.

ઓ પાજી (૨) આજે આવ્યો હાથ બચ્ચાજી
એ દિલરાજી તો કાજીની કયા હજાર છો
હુ લાજી ( ૨ ) આઝી કરવી ના પતરાજી

ઓ દાદાજી (૨) ચુપ આ તારો તો સરદાર છે
કરતાતા નાટક બાજી પોરી છોડી દે પતરાજી
વાહ મારા પ્રાઈવેટ બાજી
દોલતરામની દોલતપર બદા રહયા છે ગાજી
દિકરા મારા ઢોર હરાયાની કરૂ હરરાજી
ના ના જી (૨) હા હા જી (૨)
શું સમજ્યા શુ લાભાજી, હવે માફ કરો પિતાજી
આ તો પહેલી છે બાજી બીજી તૈયાર છે

**વસંત-પ્રભા.**

શ્રી રામચંદ્ર રઘુવીર
શ્રી સીતાપતિ ભજી લેને મન અવસર આવો એળે જશેજી.
ખીલી વસંત છેલા, ખીલી જુવાની વ્હાલા, રસીયા રસ પી લેને સુખધામ,
ખીલી વસંત તેવી ખીલી પુલવાડી બાળા, પ્રભુને શણુગારી મન વ્હાવ .. શ્રી.
રમણી રૂપાળી હૈયે હેતે ધરી લે વ્હાલા, કરીલે અધરામૃત રસનુ પાન.
નાથના નાથ એને અંતર ધર પ્રીતે બાળા કરી લેને કાયાનું કલ્યાણ....શ્રી.

**મધુ—બંસરી.**

મોરી બૈયાં ન પકર ગિરધારી શ્યામ,
ચલી ભરન નીર જમુના કે ધામ-મોરી.

તુમ તો જાતે સોતન સગ રહેતે,
અબ તો સદન પ્યારી, શ્યામ-મોરી.

## પૃથ્વી પુત્ર.

નવીન પ્રેમરસ ભીની મૃગનયની ભાન તુ કયા ભૂલી આવી
શાણી સલુણી મદન મદમીણી કોણે તને
ભરમાવી બ્હેન-ભાન.
સરવર તટપર જલ ક્રીડાએ સહજ સખી એતો આવી
ચપક છાયે ઉભા રહી એને ભોગીએ ભરમાવી
અરસપરસ અમ આખ મળી મને લોચનીયે લલચાવી-બ્હેન.
માર્ગે જતા મધુકર નિકટ ગઇ અણજાણી
મદભર રસીકા રસ લૂટતા રસ ઘેન મહી ઘેરાણી
મન ગમતાની મોજમજામા ફુલ વેણી વીખરાણી
બ્હેન ભાન તું ત્યાં ભૂલી આવી.

## એમાં શું ?

રાગ-ભૈરવી

રસોડે રાધવા ચાલો મને શેઠ બાફવાનુ આલો—રસોડે.
હતા લડવઇયા સુરાપુરા, ત્યારે લેતા બરછી ભાલો,
તાકાત ગઇને હાથે કલમ લઇ, પીતા ચાહનો પ્યાલો;
કામિની કહે હવે કલમને બદલે કડછી હાથમાં ઝાલો-રસોડે.
ચાલો નંદનજી પાણીડે જઇએ, હાંડો ગાગર લઇ હાલો,
ભજીયાને ચટણી માટે મઝાનો લાવજો તાજો મસાલો,
શેઠજી તળશે ભજીયા, મેદાનમાં લજાશે વિઠ્ઠલ લાલો-રસોડે.

## દીવાન.

ગઝલ કવાલી

આ દુનિયામાં ગણાતા રામને રહેમાન,
જુદા થયા જ્યારે બન્યુ કમભાગ્ય હિંદુસ્તાન,
ગોડકે ગોપાળ નામો, જુદા સરજાયા,
ખુદા અલ્લા ઇશુ તે ઇશ્વર માતા મહા માયા–એક
જુઓ પારસી શાસ્ત્રો પુરાણા વેદને કુરાન;
રહીએ સંપે જો સમજો તો હિન્દુ મુસલમાન–એક
એક બીજાને દ્વેશ કરતા દુશ્મનને કર્યો ઘરપ્રવેશ,
જાગી જુઓ વૈભવ આપણા ચાલ્યા ગયા પરદેશ–એક.

## મીનળ મુંજાલ.

રાગ કૅાફી

અમર રહો અમ અમરપુરી સમ, નંદનવન વાડી
આ ગુજરાતની વાડી–(૨)
કૃષ્ણ ચંદ્રના બંસી નાદમાં ગીરા ગુર્જરી ડોલે–(૨)
જેના સંતાનો ઉચ્ચારે વેદ મંત્રના બોલે–(૨)
દેવ તરૂ ગુજગત જગતનું ભાન કરાવે બ્રહ્મ કર્મનું
જેના પાને પાને લખાયા, કર્મ યોગના લેખ–(૨)
" અહીંસા પરમો ધર્મ, " આપણું જીવન સુત્ર છે એક
આ ગુજરાતની વાડી–(૨)

મીનળ મુંજાલ.

બોલ બોલ બોબડા આ ભેદને તુ ખોલ,
પીટ્યા ધુતી લીધા મુવા પુટેલા ઢોલ
મારો જોડાનો માર ચાલ પાઘડી ઉતાર
ત્રણ ટોકના ઉતાર ઢેડ વાઘરા ચમાર
જુઓ સુધરેલા દેશની આ કુભારજા નાર,
બોલ અચ્યા બેટ તારો રહેશે નવ તોલ,
તુ છે તુટેલી ડાલ મુવા પુટેલા ઢોલ—બોલ.

ગજા સભાજી.

રાગ-વાગેશ્વરી

પ્રણુય અમૃત પીનારાને મરણુ દરકાર શા માટે?
ડુબ્યા છે તે તર્યાં સાચા, પછી ભવપાર શા માટે?
તમારૂં એક આસુને અમારા આસુના સિન્ધુ,
બરાબર છે, પછી બાકી જમા ઉધાર શા માટે?
જીવન જો પ્રેમમા ખોયા, મરણુ જો પ્રેમનાં જોયાં;
ગજવીએ સ્વર્ગ પણુ પ્રેમે, પછી અવતાર શા માટે?

ચલતા પુર્જા.

યું ઝુલ્મ કર ના જાલિમ લુત્ફો કરમકે બદલે,
એક દીન તુઝે મીલેગે જુલ્મો સિતમકે બદલે—યું૦
ઇસ જુલ્મેનાર વાકી, આખર સજા મિલેગી,

દોજખકા ગાર હોગા, બાગે ઇસ્મ કે બદલે–યુ૦
ઇસ અયશે આરજીપર, ફુલા હુવા હય નાહક,
મીટ્ટીકી કબ્ર હોગી, જોહો હશમકે બદલે–યું૦
દૌલત ન સાથ દોગી, અજમત ન પાસ હોગી,
કીડે કફનમે હોગે જોહો હશમકે બદલે–યુ૦

## રાજ તિલક

સુતરને તાતણે સ્વરાજની સિદ્ધિ સમાઇ છે,
રૂડા આ રેંટીઆથી તો હમારે બાદશાહી છે?
સ્વતંત્ર હિન્દને રાખે, શરીરો રંકના ઢાકે,
આપે તંદુરસ્તી તો, અમારે બાદશાહી છે?
ગરીબી હો ફકીરી હો, અખંડીત આત્મ શ્રદ્ધા હો,
અમૃત આબરૂ રહીજો, હમારે બાદશાહી છે?

## રાજ તિલક.

બની મુબઇની શેઠાણી હુ મોટરમા ફરૂ,
તુ પહેરે જો ખાદી તો હુ કબુલ કરૂ,
બનું પાટણની પટરાણી, રે હુ મોજ કરૂ–બની.
ઘોડા ગાડીઓ મગાઉ, વાડી બગલા અપાઉં,
પણુ ખાદી તો પહેરાવુ, તને મજરી,
સાડી ફેશનેબલ લાવો મારૂ મનડુ મનાઓ,
વળી એરોપ્લેન મગાવો, આપી વરદી,

ઉડે અદ્ધર સરરરર રરરરર ફુરરરરર જાયરે હુ તેમાં ફરૂ-બની.
મ્હેરો હોસે હોસે ખાદી, પ્યારી એમા છે આબાદી,
મળે આજાદી ને જાય ત્યારે શરદી,
પુરો મ્હારા અભિલાષ માનો મ્હારી ફરમાશ,
મારૂ દિલડુ બનાવી દીધુ દરદી,
હૈયામા તો ચરરર રરરર અરરર રરરર થાયરે
હુ કેમ કરૂ-બની.

ભરથરી

રાગ આશાવરી.

કામ છે દુષ્ટ વિકારી, અહા, પ્રભુ કામ છે દુષ્ટ વિકારી.
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી-અહા?
ત્રણુસો ત્યાગી એકજને ચાહે, તેના તે ચિતમાં છે જાર
છીનાળી-અહા?
ધિક્ક બાઇ તુજને ધિક્ક તારી બુદ્ધિ, વિપરીત વાત
વિચારી-અહા?

ભરથરી

ધિક્ક યુવા ધિક્ક મુજને ધિક્ક કામ વિકારજી,
જેણેરે ભુલાવી મુજને સત્યથી, કર્યા નીચ વિચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક છુ. નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત આવુ નહી કરૂં, જાણ્યાં માતને તાતજી;

ભેખરે ઉતારો રાજા ભરથરી
કપટ રૂપી રાણી પિંગળા! એ શું બોલે વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે જો વિચારી મનજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા
રહો તો રાજા રસોઇ કરૂ, જમતા જાઓ સ્વામી નાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમા જમીએ આપણ સાથજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી
મઢીરે કરાવુ રંગ મહેલમા રાખું ગુપ્ત આવાસજી,
જેમરે જાણે નહિ જગતમા, સાધો જોગ રહી પાસજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી
મહેલરે તારાને રાણી શું કરૂ, કેવો ગુપ્ત આવાસજી,
ક્ષીરરે ભોજન મૈયા શું કરૂ, નથી ભોગની આશજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા
વાસી જંગલના જોગી અમે, નહીં ગામમા વાસજી,
વિષની વેલીથી અળગો રહુ, નહીં નારીનો પાશજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા
ભગવા જોઇ રાજા ભરથરી! દાવાનળ દિલ થાયજી,
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમા લાહ્યજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી
વધુરે શું વદુ મૈયા પિંગળા! કરૂ અરે કેટલો ઉચ્ચારજી,
બંધુરે જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી,
હવેરે રાજને મૈયા હુ શું કરૂં.

વાકીરે વિધાતા મુને ભુલવી, લખીયા લેખ તે લલાટજી,
આનુંરે પ્રાયશ્ચિત હવે હુ શું કરૂ, મારગ આપો
પૃથ્વી માતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પિંગળાને કાજજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી
મોહ છોડીદે મૈયા પિંગળા! પ્રીતે કર સતસંગજી,
સગુ રે નથી કોઇ કોઇનુ, આ સંસાર પતંગજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા
દેતી હુતો ભિક્ષા દે મુને, નહીકર કરૂ ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોષે થાશે, ચાલી જાય જમાતજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા

## સૌભાગ્ય—સુંદરી

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીનાં સઉ મળીને દરશન કરીએ
દુખ હરનારી, સુખ કરનારી મૂર્તિ માની અંતર ધરીએ;
ભાવ ધરી જો પુજન કરીએ તો ભવ સિંધુથી તરીએ
ચુવા ચંદન કુમ કુમ કેસર અરચન કરીને મન હરીએ
અબીલ ગુલાલને પુષ્પ માળથી માને વધાવી મંદીર ભરીએ.

## સૌભાગ્ય—સુંદરી

ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે,

પગ નાજુક તમારા આ મચકાઇ જાશે કમર લચકાઇ જશે
ઓ સુજાણુ રે–ધીમાં.

સાખી.

નાજુક વેલી પુલસમી કોમળ આ તુંજ કાય
ધડકે છાતી શ્વાસથી એ ચંચળથી ઓળખાય
પરસેવાના બિંદુ આ બાઝયા મુખે,
મુખ રાતુ થયુ થાક અતી દીસે,
આ છાતી પરે લ્યો વિસામો સુખે–ઓ સુજાણુ રે–ધીમા

વિક્રમ—ચરિત્ર

મને સહાય કરશે મોરારીરે,
જ્હારે ચડશે ગોવરધન ધારી,
અહલ્યા ઉગારી મીરાબાઇ તારી,
એની ચીન્તા કરીશ નહિ મારી–મને૦
માંજરી બચ્ચાને બળતા ઉગારી,
મોક્ષ દીધો ગજેન્દ્રને તારી,
દ્રૌપદીના ચીર પુર્યા થાશે તે સ્હાયકારી–મને૦

વિક્રમ—ચરિત્ર

કોઇ દૃધ લ્યો દિલરંગી શોખીલા શાણા ઉમંગી–હાં કોઇ૦

સાખી

કેફી પીયે કસુંબલો ગાંજો પીએ અબુધ,
દારૂ દીવાના પીયે, દાના પીયે દૃધ–હા કોઇ૦

સાખી.

એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીધે કાયા હેમ-હા કોઇ૦

સાખી

ગોરી ગરવી ગાયના, ગોરા મારા દૂધ,
હુ પણ ગોરી ગોરડી ગોરૂ દીલ છે શુધ્ધ-હાં કોઇ૦

સાખી.

હેમ કટોરો હાથમા માહી અમૃત સાર,
ચતુર હોય તે ચિતવે ગુણ સમજે ન ગમાર-હા કોઇ૦

બુદ્ધદેવ

સાર આ સસારમા ન જોયો, મે બહુ રીતે તપાસતા-સાર.
ધનધરા સુત તાતની પ્રીતે, મોઘા અવસરને મેં ખોયો-મેં બહુ.
મૃગ જળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇન્દ્ર જાળમા હું મોહ્યો
મે બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મેં વગોવ્યો
-મેં બહુ.

બિલ્વ મગળ ઉર્ફે સુરદાસ

આ તારા વચનો સારા, સ્નેહે સાભળતા શાન્તિ પામ્યુ મન
મારૂ રે આજે-આ તારા.
જગની જ જાળમાથી બળતો બચાવ્યોજી, ધન્યગુરૂ ચીન્તા-
મણી મારૂ રે આજે!

ભક્તિ ભગવાન કેરી કરતા હંમેશાંજી, થવાનું ત્વરાએ શુભ
તારૂ રે શાણા—આ તારા.

## બિલ્વ મંગળ ઉર્ફે સુરદાસ

રાગ—સાંઢ.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવાદે,
ધર્મ વૃત્તિએ ધરણી ધરનુ ધ્યાન ધૃતિથી ધરવાદે,
અધમપણાને અલગ રાખી ભંડાર ભક્તિ ના ભરવા દે,
નટવર નામનુ નામ મળ્યુ છે, તો ભવસાગર તરવા દે!
નાશવંત નર નામ છોડીને અક્ષય વરને વરવા દે—વિષય.

## મહાસતિ—અનસુયા

રાગ-કાલીંગડો.

આંખ વિના અંધારૂ રે, સદાય મારે આંખ વિના અંધારૂં
કોઇ કહેશે લાલ લીલુ—આ ધોળુ ને આ પીળુ,
મારે મન સઘળુ કાળુ કાળુરે (૨)
કોઇને જગ લાગે સારૂ—કોઇને લાગે નઠારૂ,
મારે મન જીવતર ખારૂ ખારૂ રે (૨) સદાય

## મહાશ્વેતા—કાદંબરી

રાગ-કોફી.

રૂપે શું મન રાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)
હાડ માંસને રૂધીરે ભરેલું મઢયુ ચામડે અંગ (૨)

ગદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ,
ભરૂસો નહી સાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન.

મહાશ્વેતા—કાદંબરી

માલીકના બાળક સૌ માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ—છે સહુ.
રૂણાનુ બંધે આવી મળતુ બાજ્યુ નવ કોઇનાથી બળતું,
જગત માત્ર તેને આધીન છે, અનાથના જે નાથ—છે બાજી
નહિં પીડ આ પોતાતણો પોતાનુ કાંઇ નવ જાણવુ,
સૌએ શુભાશુભ કર્મને પોતાતણુ જ પ્રમાણવું—જગત.

મહાશ્વેતા—કાદંબરી

રામ ભજતુ પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાગશે (૨)
"બોલો રામ સીતારામ"
પંખીડા તુ જો વિચારી, કર્મ તારા લે સંભારી,
વાસના નઠારી તુને રૌવ રૌવ નર્કે નાખશે—રામ૦
મુઢ તેં મતિ વિસારી, મતિ તેવી ગતિ તારી,
ઉઠ જે સંભારી કંચનની કાયા થશે—રામ૦

ઉદયભાણ

અહો દિલદાર જરી દેદાર દિવાનીને દેખાડોને,
અરે લટકી અધર લટકી મરૂં પટકી જીગર પટકી.
અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને,
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી.

## સાખી.

દિલની થાપણુ ઓળવી, ઘટે ન કરવી ઘાત,
પ્રાણ કહો તો પાઠવુ વાલમ કરવા વાત—અહો૦

**ઉદયભાણુ**

પથી પરદેશી ચિત્ત સોપી હુ આ ચા ...લી૦
મનને ભાવે તે કરજો હે પુન્ય શા . લી૦

## સાખી

તરસ્યાને ટીંગળાવવા, પડદે રાખી પ્રીત,
પૂછું પ્રવીણ પથિએ, કોણ ગામની રીત
શુભ સદેશા લઇ સચરજો હુ આ ચા લી૦

## સાખી.

મહા મહિનાનુ માવઠુ જગલ મગલ ગીત,
સમય વિનાનુ બોલવુ ત્રણેની એક રીત
વે'લા મંડપ માહી મળજો હુ આ ચા . લી૦

**સતિ—દ્રૌપદી**

વા'રે લાલા મોહન બસીવાલા, ઠગોછો શાનેરે સલુણા,
જાણી જાણી તમારી મે ઠગાઇ પ્રીત બાધી હવે હું પસ્તાઇ
પસ્તાઇ પુરી કાના, ઠગાઇ હું તો કાના, રસ ભીના, રંગીલા,
શરમાળા, શામળીઆ—વા'રે૦
શાને સતાવો વા'લા વાતે ઉડાવોરે, એરી એરી લાલા વાતે
ઉડાવો;

મે જાણ્યા સર્વે ચાળા અરે  જાઓ નંદલાલા વૃજલાલા
ગોવાળા, છબીલા છોગાળા–વા'રે૦
શાને સતાવો વહાલા વાતે ઉડાવો મેં જાણ્યા સર્વે ચાળા
અરે જાઓ નંદલાલા,
વૃજલાલા ગોવાળા છબીલા છોગાળા–વા'રે

## સતિ—દ્રૌપદી

સખી સ્વપ્ન મહીં મન મોહનમે, નીરખ્યા એકાંત વિષે શયને
શરમાઇ રહી રતિ નાથ મદે, મુખથી નવ કાંઇ બોલાય અરે;
વિનવે અતિ વલ્લભ વ્હાલ ધરી, નવ ઉત્તર મુખ અપાય જરી
નિચું જોઇ રહી દ્રગ પ્રેમ ભરી, ખણતી પૃથ્વી નીજ પાય અરે,
કર સાહી રસીક રૂદે વળગ્યા, કરતા બળસેન થયાં અળગા,
તુટી હાર ગયો એ રકઝકમા કસ કંચુકીની છુટી જાય . અરે;
છુટી કેશ ગયા વિખરાય અરે, ગઇ દેહ કળી કરમાઇ અરે,
ગયાં શ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે, પણ નાથ થયા નગણ્યુંજ અરે,
મનથી મન સેજ ગયુ પીગળી, જેમ સાકર દૂધ સંગ ભળી,
કીધા ભોજન નાથની સાથ મળી, મુખવાસ સુવાસ અપાય અરે
મુખ તાંબુલની પીચકારી ઉડી અચાનક નાથને અંગ પડી
સખી તે રજની અને તેજ ઘડી રસીયો રીસલાવી રીસાય અરે,
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણ જાય પિયુ અરે હું થી લડી
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીત નાથ મનાય અરે

## શ્રી સિદ્ધ સત્યેન્દ્ર

### ગઝલ કવાલી

ન સમજુ સ્વામી શી રીતે ચરણ સેવા બજાવુ હું
ન એવી કોઇ વસ્તુ જે પ્રભુ તમને રીઝાવુ હુ
તમો છો પૂર્ણ વ્યાપક બ્રહ્મ અનંતાનંત બ્રહ્માંડ
કયું સ્થળ ખાલી છે તમથી કે જ્યા સ્વામી બોલાવુ હું
સદા નિર્મળ નિરંજનને વળી નીર્વાસ ને નીર્લેપ
પછી જળ સ્નાન ચંદન ધૂપ કર્યા પુષ્પો ચઢાવુ હું
જગત સૌંદર્યના અને શૃંગાર સૃષ્ટિના
કયા શૃંગાર વસ્ત્રોએ દીગંબરને ધરાવુ હુ
સ્વયંભુ તાતના તેજે તપે રવિ ચંદ્રને તારા
મહાજ્યોતિ દિપકના અલ્પ જ્યોતિ હું બતાવું શુ
સુમન ભાવે સુમન પૂજા સુમન સહ તન કરૂ અર્પણ
જો અંતર્યામિ અંતરના પછી તમને જણાવુ શુ.

## સુકન્યા—સાવિત્રી

### (યમ, સાવિત્રી—સંવાદ.)

યમ-શા માટે શ્રમ કરે સતિ, તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી વળ તું પાછી (૨)
સાવિત્રી-સજ્જન કેરા સાથમા, મે ડગ ભરીયા સાત.
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.

ધર્મ જે વેદ પુરાણે ભણીયે, મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીએ,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું ! રહી વૃત્તિ રાચી [૨]
વળુ મહારાજ ? કયમ પાછી [૨]
મ–સુણી વિવેક ભરી મૃદુવાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી,
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી [૨]હવે.
સાવિત્રી–મહારાજ! (મારાં અંધ સાસુશ્વસુર આંખે દેખતાં થાય.)
મ–" તથાસ્તુ. " ભાગ્યવતી ! તું અતિ દૂર આવી,
થાય કોથી મિથ્યા નવ ભાવી–શા માટે.
સાવિત્રી–પતિ સમીપ શ્રમ નહી જરી, જ્યાં જાએ મમનાથ;
તપ વ્રત આપ કૃપા ... ...ના આવું તમ સાથ.
સંગત સજ્જન તણી નથી ...ી, મત્રી સંત પુરૂષની મોઘી,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃતિ રાચી[૨]વળુ મહારાજ.
મ–અર્થ યુકત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃધ્ધિ કરનારૂં.
સત્યવાનના જીવિત વિના કાંઇ, ઇચ્છિત વર યાચી–હવે.
સાવિત્રી–"મહારાજ ! [ મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું
રાજ્ય પ્રાપ્ત થાય ]"
મ–તથાસ્તુ. ઉત્તમવર એ આપ્યા ભાવે, હજી પ્રેમદા પૂઠળઆવે.
સાવિત્રી–સુપાત્ર જન કરતા કદી સુપાત્રનું સન્માન;
સાધુ તો દુશ્મન તાણું, પણ સાધે કલ્યાણ.
સંતપુરૂષોની સમાન દ્રષ્ટિ, દયા તણી વર્ષાવે વૃષ્ટિ,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨)–વળુ.
ય–શીતળ વચન સુધાસમ તારા, તૃષા તૃષાતુરની હરનારાં;
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી–હવે.

સાવિત્રી–"મહારાજ ! (મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર
મારે સો ભાઇ થાય )"
યમ–"તથાસ્તુ" સાસરીયાનું માન વધાર્યુ,
પિયર તણું પણ કાજ સુધાર્યુ–શા માટે
સાવિત્રી–પર દુખે દુખીયા બને, દુખદ હૃદય વિશ્રામ,
ભરૂંસો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે, સજ્જન ઘર પૂછતુ સૌ આવે
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી [૨]–વળું;
યમ–મધુરા નવિન વચન સાંભળ્યા, અતિશય તે મારે મન ભાવ્યાં
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી[૨]હવે
સાવિત્રી–"મહારાજ ! [મને મારા સ્વામીથી ઐારસ સો પુત્ર થાય]"

યમ–"તથાસ્તુ" ઘટે ન થાવું અતિવર લોભી',
તજી પૂઠ હવે જા અહીં થોભી–શા માટે.
સાવિત્રી–સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચુકે લગાર;
સાંપ્રત ભૂત ભવિષ્યની, ગતિ તણા આધાર
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી [૨] વળું.
યમ–અમૂલ્ય તારા વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ ભારી;
ભગવતી ! છેલ્લું ઉત્તમ, અનુપમ, ઇચ્છિતવર યાચી [૨]હવે,
સાવિત્રી–પુત્ર તણું મુજને દીધુ, પ્રભુ ! આપે વરદાન;
જીવતદાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન.

## મહાસતિ અનસુયા.

નહીં ચીજ કોઇ ગળી, ગરજ સમ નહીં ચીજ કોઇ ગળી;
માનવત નીજ માન મુકી દુશ્મનને પડતા ઢળી–ગરજ.
બળીયા પણ નિર્બળને નમતાં રાય રંક ઘર જાય,
સોનુ પણ મોઘુ થઇ બેસે, કળા અકાય ન કળી–ગરજ
સમયાધિન થઇ ઝેર હળાહળ પીવુ અમૃતગણી,
જઇ મહાસતિને શીશ નમાવો, જાય આપદા ટળી–ગરજ

## શુકદેવજી.

સાંવરીયાને જોગ લીયો અબ કીશ બીધ પાસમેં જાઉં–સા૦
ગોરસ મટકીમેં મહી જમાવું ગ્વાલન બનકે મેં જાઉં–સા૦
પુલનકી પુલ છાબ બનાઉં, માલન બનકે મે જાઉ–સા૦
ગોરે ગોરે અંગપે ભભુત લગાવુ જોગન બનકે મે જાઉ–સા૦

## નંદ–બત્રીસી,

કોમળ કાયા કાં કરમાવો બાઇ ભભુતી ચોળી,
હવે ભભુતી મુજને વ્હાલી, દેહ દઉં રગ રોળી,
પ્રીત ગઇ પ્યારા પ્રીતમની,
આશા ઉડી ગઇ આ અંતરની, રૂપરંગ દઉં રોળી–કોમળ.
સુંદર શરીરે શોભે બા હીરાના હાર રૂપાળા
પ્રેમ દોરીએ અશ્રુ પારસા પરોવી પહેરૂં માળા,
કંથ કૃપા વીણ જોગણ થાઉં.
નાથ નામની ધુન જગાઉં પહેરી કંથા ઝોળી–કોમળ.

મધુ—બંસરી,

રાધા છો કાનનાં દુલારી, જાઉં હું વારી,
શાને લજાઓ છો કુમારી ! નાહાની તારી—રાધા.
ભૂલ્યાં ગોપાલ હૈયાહારને મ્હૈયારી
હારી હું હારી—રાધા,

ભાગ્યોદય,

મને વરવાની આશામા, જોને વર પેલા સલામો ભરી રહ્યા-મને.
જોબન નવ રંગ ચડયો તને અંગ અંગે સખી,
ખીલ્યું અનોપમ રૂપ મનોહર—પેલા સલામો
મીંઠા સુણાવે ગીત ફાગણુંજો પ્રેમના
શ્રૃંગારો મોકલે વસંતઆ,
બન્ને રસીકવર બાઇ મળ્યાતને, ખોળેકા કંથને ?
વરને વસંતને, ખેલાવશો તને—પેલા સલામો
હુચો પવન મારે અંગે અથડાય છે,
ભમરો આ કંઇક કહી જાય છે,
ગાંડા બન્યા છે બેઉ તારી મીઠાશમાં,
રસના ઉલ્લાસમા બાહુના પાશમા ખેલે વિલાસમાં-પેલાસલામો.

ભાગ્યોદય,

ઓચીંતા કુસુમ બાણુ મારી, ઓઝારી,
રંગીલો કાન કયા ગયો,
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન કયાં ગયો ?

હુ ફક્ફુ અકેલી વનમાં,
અરે હાં છુપાયો કયાં લાડીલો ?—ઓચીંતા
મટુકી લઇ હું તો ગઇતી મહી વેચવાને,
લુંટી લીધી નંદલાલે,
ભૂલેલી, ફસેલી થૈ ઘેલી છળેલી, બતાવો રસીલો કયાં
લાડીલો ?—ઓચીંતા.

## સરસ્વતી-ચંદ્ર.

અયસે પાપીનર હોવેગે કલજુગમે,
પગડી બાધે પેચ સવારે ઠુમક ઠુમક પાઉંદેગે,
ગલીઓકે બીચ ફીરે બાવરે, નાર પરાઇ પાપી તકન ફીરેંગે
ભુખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુનનદેંગે,
સાલા સુરીરા રોજ જમાવે, ભાઇઓસે પાપી રાડ લડેગેં
લાલ સ્થભ લોહોકે ધખાકે ઉંસકે સાથ બધગે
તુલસીદાસ ભજો ભગવાના પાપ પુન્ય દોનો સગ ચલેંગે

## પૃથ્વી પુત્ર.

લોકો કહેછે કૃષ્ણ કર્તા અકર્તા સાક્ષાત છે
તો ધ્યાન દઇને સાભળો આ અજાયબીની વાત છે
ખાંડવ ને બાળ્યું અર્જુને, લંકા હતી સોના તણી
હનુમાનજીને પુછડે ત્યાં આદર્યો ઉત્પાતછે
બાળ્યો નકામો કામને બેભાનમા શ્રીશ ડરે
દારિદ્ર જગનું બાળવાના કોઇની તાકાત છે

આ કોલસાનો ભેદએ દારિદ્ર ખાળો દેશનું
જોકૃષ્ણુથી એ ના બન્યુ તો અજાયબીની વાત છે.
બ્રહસ્પતિ સમ વિદ્વતામાં વિપ્ર આ સાક્ષાત છે
ઉલટા તણુ સુવાદું કર્યું એ અજાયબીની વાત છે

પુડલી:

હમણાતો નથી નપરાસ ગુરૂરાજ
અમો ઘડપણમાં ગોવિંદ ગુણ ગાઇશુ,
મરણ પછીની કરોછો વાતો મોટી, ત્યારે હમણા શું પહેરવી લંગોટી;
વાત થાય જે ઉધારની તે ખોટી, "કેમ શ્યામલાલ"
સાચું .. ... .. .યાર ... . ... ઘડપણમાં
હજું બાધવા છે મારે કંઇક માળા, હજું થાવુ છે દસવીસ મીલવાળા
ઘરતાળા કરી પુંકવા છે દીવાળાં "કેમ શ્યામલાલ"
સાચુ..... .... ર... . . .. ઘડપણમાં
જ્યારે ચાલશે નહી કાયા હમ રી, ત્યારે સાભારીશું કથા તમારી,
મળી નારી નહિ સ્હેજે બ્રહ્મચારી "કેમ શ્યામલાલ"
સાચું ...... .. ...યાર . .... ......... .ઘડપણમાં.

સ્વદેશ સેવા

અલી આમ રીસાઇએ સમય નીહાળી નાવલીયાની સંગે
પછી આવી મનાયે ભિન્ન ભિન્ન ભાવે છણુકી મદનના અંગે,

વાહ વાહ સાંભળ વદન હસ્તુ કરી ચંચળ નયનો (પછી)
મધુર શબ્દ મરમાળા—હાં હાં
માન મહીં મરડાતાં, છળીએ શ્યામ રમાળા, એમ હા અલી.
ફરગરતા જો આવે કઠ તો છલગ ભરીએ છેટી નાના, ત્યારે.
બહુ તાણુના તુટે માટે ભાવે જહાંએ ભેટી—ઠીક—ઠીક—અલી.

અબજોના બંદન

વેરાં નયન નચાવતા પ્રાણ, શ્યામલા તરલાં
શરમાલા કામણ કરનારા, ન્યારાએ વનલા,
લોહ ચુંબક પાન, ગુમાન મદવાલા—વેરા
તીરછા તીરોનો માર, તુટયા હૃદયના તાર,
એનેનોની અમીધાર, ઝીલો નેહથી રસીલા—વેરાં.

રૂકમણી સ્વયંવર

યમનાં તણા કીનારે ગોપાળ ગૌ ચરાવે
સંગીત સ્વર ઇશારે રાધા નીકટ બુલાવે
બંસી ધ્વની સુણીને શુદ્ધ દેહની ભુલીને
નીકળીને ઘરથી રાધા ગોપાળ સાથે આવે
યમુના સરિત કુંજે બેઠા કમળ બીછાવી,
શ્રી કૃષ્ણ કર કમળથી રાધા ચરણ દબાવે

## વીર કેસરી

જબદીન ન હો કાબુમેં તો કયા મેરી ખતા હય પેહશાને ખુદાહય,
સચ હય જો મહોબતસે કીસીને કહા હય, આફત હય બલાહય,

આખરે મ્હોબ્બતસે તો અલ્લાહી બચાએ યેહુ ગમન દીખાએ,
યેહુ દર્દ વહી હય જીસકી નહિ કોઇ દવા હય બેકાર હુવાહય,
શાયદા કો લગે કો સત અદાઝ તો દેખો કુછ ગોર તો કરો
મરતા હયતો મગ્ને કે સીવા કોન જીયા હય આખરકો ફનાહય,

વીરકેશરી

હુ પદ તજો હરામી દુનીયા નથી સદાની,
જર જોરને જુવની સહુએ થવાનુ ફાની
સાચી સ હુ માનીરે કરણી કરો મજાની
મમતા મુકોને પ્રણી સહુ અંતે ધુળધાણી
આ જુઠી જીદગાનીરે સ્વપ્ના સમીજ્યો જાણી
કોઇ આજે કોઇ કાલે પરલોક પથે ચાલે
યમદુત આવી ઝાલેરે દુનીયા ડુબી જવાની

બોલતો કાગળ

માલી વિનાની ખાલી જોબન તણી ફુલવાડી,
હાએ સુકાઇ ચાલી, પણ નાવે જીવન માલી,
ગાલ ગુલાબ તણી ગઇ લાલી, નરગીસ આંખ નમી મદવાળી,
લ્યો સભાળી, જીવનમાલી,
પાણી વિનાની ડાલી, તાપે તપી હરિયાળી

અરૂણોદય

અણમોલ પળવીતી જતી અણમોલ કા ઉભા રહ્યા !
બેભાણુ શા આપુ હવે વેચાણુ દીલના થઇ ગયાં;

નોશાનોઓશાની આપું હવે શ્યામ !
આપ પૂછો દીલને છો દીલના દીલારામ
ભાવનાની ભકિત તમે સ્નેહથી સ્વીકારી
આજે ઉદય થયો ભાણ-જીવનમા આજે ઉદય થયો ભાણ.

## અરૂણોદય

આલી આતે શી ગીમારી ? મદમા ભાન ભુલવનારી;
જાઓ જાઓના લજાઓ, બોલો બોલ શુ અવિચારી ?
સાચું બોલ કામણગારી નયને કેફ ચઢયો શો કારી ?
ઉરજ ઉછાળા અવનવા ચાળા, અધીરી બનીતું વ્હાલવરી બાળા,
વાત વાતમા છણુક વસી કયા ગઇ સરલતા તારી.
બેદરદીએ દરદ ન જાણે પ્રેમની પીડા પ્રેમી પીછાણે,
સમજાશે તમને થતા કોઇ રસીક પ્રીતમની યારી.

## અરૂણોદય

વ્હાલા કહું વ્હેવારની બે વાત આ અણમોલ છે
અભિમાનથી ન સાંભળો તો આ તમારી ભૂલ છે
મન માન્યુ મળતુ નથી કોઇને બધુય સંસારમાં
ખામીમા ખામી ખોળવી એતો તમારી ભૂલ છે
કાળા છીએ રંગે અમે પણ કાળજા કાળા નથી
તેનીય કીંમત ના કરો તો આ તમારી ભૂલ છે
ભોળી અમે શ્રીરામને જપીયે તમારા નામને

તોપે ન રાખો નેડલો તો ઇશ્વર અમારૂં મુળ છે
મીઠા અમી આપો નહીં, તો ચાહ એ શા કામનો
ચા પાઇ બાળો કાળજાં એતો તમારી ભૂલછે

સૂર્ય કુમારી

કોઇ કહેજો જોગીડાને જઇને હો રાજ,
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણુ
વિરહ અંગારે સળગે આખુ નદન વન—મધુ૦
એની આંખે શ્રાવણને ભાદરવો ઝરે,
બાલા રસીઆના રાગે એ રોતી ફરે,
વ્હાલા અંતરમા હોય તો વ્હોજે લોચન—મધુ૦

ચાલુ જમાનો

અમારો કોઇ નથી આરો, સમયછે પ્રાણુ લેનારો,
પડયો, શિર દુખનો ભારો, પિતાજી મારોકે તારો,
થઇ છે પાયમાલી શર્ત, સટ્ટાથી પિતાભારી,
ગયા ઘરબારને ધનમાલ, આવી સખ્ત લાચારી,
ભુરો તકદીરનો તારો, પિતાજી મારોકે તારો—અમારો.
ન ખાવા અન્નનો દાણો, ન પીવા ગોળીમા વારી,
નહીં તન ઢાકવા કપડું કહુ શુ વાત વિસ્તારી,
થયો સંસાર આ ખારો, પિતાજી મારોકે તારો—અમારો.

રા, માંડલીક

છોડ છોડ સખી ચલ સંગ મેરે, તોહે વ્રજમેં કાન બુલાવત હૈ,

નહીં તુમ બીન વાકો ચયન પરત,નહી ખાન પાન કચ્છુભાવતહય,
મોર મુગટ નહી પહેનત હય, નહી અંગ સુગંધ લાવત હય,
નહીં ધેનુ ચરાવત જાતસખી, વોહુ બંસી નાદ ન ભાવત હય,
કયું એસોહીયો તેરોકઠીન ભયો તોહેઆજ શરમ નહીં આવત હય,
જાકો જોગી જન ધ્યાન ધરત, બ્રહ્માદીક પાર ન પાવત હય,
એક બાત ન જુઠ કહું સજની, અબ કયા ઇતના તરસાવત હય,
પિયા માધોસે પ્રેગે મીલોપ્યારી, વોતો તેરોહીનાજ ઉઠાવત હય,

## મતીમજરી

ભગત બેચેન હો કયુ કર, તુમે આરામ રહે,
આ ગઇ શામ યહાં ઔર કહાં શામ રહે,
દુઃખને છેદા હે યે મન, રંજસે સુખાહય બદન,
અબ તેરે મુખસે નગી, બસરીયે શ્યામ રહે,
લાજ કયા અપની ગવાલે યે ગવાલે બતલા,
દાસી લુટ જાય તુ, બૈકુંઠમે બિશ્રામ લહે,
નામ લે વાહુ નહો, નામ હે સાંમ ગીરધર,
આપકી મજરી કે, નામકા કુચ્છ નામ રહે.

## અસીરે હિર્સ

ચલતી ચપલા ચચલ ચાલ સુદરી યા અલબેલી
જોબન રસ માતી રોલે બચનન અનારત રસ, ઘોલી,
સંગમાં બન મંડલ ખેલી આલી,

એકતો નયના મદ ભરે દુજે અંજનસાર,
એબૌરી કોઇ દેત હય મતવાર ન હતીયાર,
આહાહા શાનો વાલી ઓહોહો ભોલીભાલી,
નઇ બેલસી હય નાર નવેલી

જહરી સાંપ

કાહું કાસે શરમકી હય બાત,
મુશ્કિલસે કટગી હય રાત—નિગેડી
મોરી સુનીહય બગિયા માલીસે ખાલી,
ફુલેહય ફૂલ ફુલ પાત--દઇરેમોરે,
ગયાપહેલા જમાના અબતો નિમાના,
ગહરા ગયા ગોરા ગાત મુઇ ચોલીના અંગમે સમાત.

અસીરે હિર્સ

તુમે કૌન અનરીત સીખાઇ સુન સજન મોરી સુધ બીસરીઇ
આસમાન જાલીમ સીતારો પતિ બીન સતિદુર ગતિ
તનમન ધન સબતજ કર બીરહુનની સદીન પળ પળ છીન
છીન ગીન ગીન,
તરપ તરપ બીતી કઠન અબ મીગત રહા હમારા સુખદરપન

અસી હિર્સ

તોરી છલબલ હય પ્યારી તોરી કજબલ હય ન્યારી
કરો ઘાતેં ન મોસે સાવરીયા જાન.

તેરી જુલ્ફે હય કાલી તેરે ગાલો પેશાલી
તેરે નયનોકી લાગી કટરીયા જાન
જાઓ જાઓ નાદાન મોહે ન બનાઓ જાન
નયનોસે નયના મીલાઓ મોરીજાન
એજી છોડોજી હાથ કરો ઐારોસે ઘાત નહીં હોગીયેહ બાત
એજી વાહ વાહ વાહ વાહ વાહ વાહ વાહ વાહ વાહ.

## અસીરે હિર્સ

બોલો બોલો સાંવરીયા પ્યારે નજરીયા પરવારી
કહેદો કહેદો જોહો મોહે પીરભઇ હો તકસીર
હમ નહીં બોલે તુમહી સમજલો હો જો તકસીર જાના
સજામય દુંગા તુમહે ઐાર તુમ કબુલકરો
વોહ કયા સજાહય સનમ મુરતકન ન ભુલ કરો
ઇધરકે ઇધરકે—(બોસા લેના) બસ.

## અસીરે હિર્સ

હાય મુજેહદે જીગરને સતાયા મેરા પ્યારા નહિ હીલઆરા નહીં
કોઇ ચારા નહિ હય ખુદાયા—
પુગામે આહમે ફરીયાદ મે શેવનમેં નાલેમે.
સુનાઉં દરદેદીલ તાકત અગર હો સુન્નેવાલેમેં
કબાએ સીખ હંય હમ કરવટે હરસુબદલતે હય
જો જલ ઉઠતાહય યે પહેલુતો વોહ પહેલુ બદલતે હંય.

અહેલે બેદાદ મીરા દીલકા ઉસ્તાદ મીરા પૂરા સૈયાદ મીરા
સખ્ત જલ્લાદ મીરા સાસદેતી તને બીસ મીરામે જો આતે જાતે
આચરકા દીયા જલ્લાદને જાતે જાને હાથ જાલીમને રહમ નખાયા.

અસીરે હિર્સ

તુંહી મેરી જાની તુંહી મેરી નાની તુહી મેરી ખાલાજાન,
જાન જાનલે માનલે જહાનલે મકાનલે
પ્યારી પ્યારી બાતે સારી સારી રાતે સુનુ મય કરકે ધ્યાન
તોરી તીરછી નજરીયાકો પ્યાર કરૂં મોહે મારી કટારી નયનકી
બાંકાસીપૈયા તું મોરા સૈયા ડારૂ તોરે ગર બૈયા હાહાહાહા

અસીરે હિર્સ

મજહ દેતે હય કયા યાર તેરે બાલ ઘુંઘરવાલે
પહેલેથી મુઝસે તકરાર અબતું કીયું કરતા હય પ્યાર
અબ તેરી તરફસે યાર મેરે દીલમેં પડગયે છાલે
નીકલી મેરે દીલસે આહ જાતાથા વોહરશકે રાહ
દેખા દુશમનને હમરાહ દોનોં હાથ ગલેમેં ડાલે
તેરી ભવે હંય યા શમશીર તેરી ચખવન હંય યા તીર
હંય આંખે ખુલે બેપીર યા હંય જહર ભરે દોપ્યાલે
કોઇ દમકા હું મેહમાન એક નજર ઇધરભી જાન
તેરી આંખો કે ઓ મુંહ ફેરકે જાનેવાલે.

ઝુને નાડક

બાંકે સૈયાને બૈયા મરોડ ડાલી,
મે.રી ચુડીયા સારી ફોડ ડાલીરે બાંકે,
લપટ ઝપટ આવત જાવત,
એમોરી ચુદરી સારી ફાડ ડાલીરે—બાંક.

ભોલા શીકાર

ગઈ અગલે જમાનેકી બાત,
અબતો હુવા ફેશનકી ફએલી દીનરાત
સીકેપ એરોમે ડાસનકે બુટ,
બાલ ખુલ્લે લાગે જએસે ભુત,
સાડી ચોલી કે બદલે ગૈ.વન ઓર પોલકા.
નઈ રઓશનીકી હુએ એહ કરામત

વીર અભિમન્યુ

ખુશામદ હીસે આમદ હય બડી ઇસ લીયે ખુશામદહય.
મહારાજને કહા એક દીન બૈગન બડા બુરાહય
હમને ઝટ કહ દીયાતભી તો બે ગુન નામ પડાહય
ખુશામદ સે સબ કુછ રદ હય બડી ઇસલીએ ખુશામદહય
મહારાજ કુછ દેરમેં બોલે બૈગન તો અચ્છા હય,
હમને ઝટ કહા તભીતો સરપર મુકટ ધરા હય
ખુશામદકીભી કુછ હદ હય બડી ઇસલીએ ખુશામદ હય
સ્વામી જીનકો રાત કહે તો હમ તારે ચમકારે

યહીરાતકો દીન કહે તો હમ સુરજભી દીખલાદે
ખુશામદ મેં ઇતના મદ હય, બડી ઇસવાસ્તેખુશામદહય

દિલ ફરોશ

તુમેં હ હુંગામચ વાકી ખબરીયા જાન
મુઝે દેદો યેહ પ્યારી સુદરીયા જાન
પ્યારી ચચલ હય ન્યારી ન્યારી છલબલ
અએજારે મુવે ચલચલ ન ગુલામકા કામતું
અકસર કામ કરૂંગા ખુશ અનજામ કરૂંગા
બસ કુચ્છ કામ નહી જા ચલચલ ચોર કહીકા
ચુપ ના કામ કહીંતુ કર બદ નામ નહીતું
હય નોકર બરતર અકસર તુજપર
બદતર અજખર અફસર હમપર

દિલ ફરોશ

દીલે નાદા કો હમ સમઝા એ જાએગે
દીજમેં ઝીનકે જાન ચલી હય
નવોહ એહલે સીતમ બુલવાએ આએંગે
સખ્ત પત્થરસે જીયાદા હય તેરા દીલ કાતીલ
હુઇ આસાન ન જા બા જોકી મુશ્કીલ કાતીલ
ઉફરે એ દર્દ સીતમ પેશાઓ જાહીલ કાતીલ
નકીચા જીબ્હા ગયા છોડકે બીસમીલ કાતીલ
દહને જખ્મે પુકારા કી કા કાતીલ કાતીલ
કીસે જખ્મે જીગરકે યેહ ચરકે દીખાએ જાએગેં દીલેના.

# ભાગ ૩-૪ થો.

## દિલ ફરોશ

દીલ જાની મેરે મેરી તુને કદરભી ન જાની
અબ આંવો સઇયા ન સતાઓ સઇયા
નજર આવો સઇયા ન જરાવો સઇયા જાની દીલબર
જો ચમનસે ગુજરે તુ અય સબા
તો યેહ કહના બુલબુલ જારસં
કે ખીજા કાદીનભી હય સામને
ન લગાતા દીલકો બહારસે

## ભુલ ભુલૈયા

મન પરદેશી છાડ ચલે
બનબન ભટકત હાય હાય અબ કબલગ ફીરકે આનાજી
છોડ નગર ઘર જોગપાયતો હરસે ધ્યાન લગાના-છાડચલે

## ભુલ ભુલૈયા

વારી જાવુંરે સાવરીયા તોપે વારણારે (૨)
તનમન ધન સબતોપે નીવારૂ
ઘર દર જર સબ તોપો નીસારૂ
કબતલ કાતીલબનકર ખંજર મારનારે (૨)

## બીમારે બુલબુલ

બોલ મીઠડુ સુજાન હરી કીરપા બીખાન—ર

નાહી કીજે ગુમાન જીયા કરૂં કુરબાન—૨
મિઠુમિયા તુમાન તોહે મા રામનદીનો—બોલ
એક પંખી ચતુરબાતોમે મધુર--૨
મનવાકી ફીકર મોરી દુરતુ કર—૨
લાગુ હું ચરન તોહે મેરા મન દીનો—બોલ

બીમારે બુલબુલ

ચંદ્રવદન મિર્ગનયન જોબન મદમાતી
ચાલ ચલત અપને જોબનકે ગર્વ—ચંદ્ર
ઉચકત ઝીચીકત કપોલવારૂ રીય છબપગ
અબખર્ઝ —ચંદ્રવદન

શરીફ્બદમાસ

બનકર જોરૂવાલા દુલહા ભોલાભાલા
દુનીયાકે ચલતે પુરજેકો દુંગા બુત્તાબાલા
રોએગા મેરા સુસરીઓ રસાલા
જબ એચસા ઉલ્લુ પાએતો માલન કયું હેલાએં
વહા દુખ સહે બી ફાખતયા કઉએ અંડે ખાએ
પીરલોગ હમારે ટ્નડેમેં કયુંઆએં
સોનેકી ચીડીયા મીલગઇ વહ્વાહુબન ગયા ઠાઠ
જાબમલકે ગદદેપર સોઉંગા ફેકું ટુટી ખાટ
કયા કહેયાર દીલકીલગી કયા કહેં યાર કયા દીલલગી
ભેજમૌલા ભેજદાતા દીલમેં એ રૂઠની
કયાહૂં કીસમત કાધની મંચ દુલહા વોહ દુલહન બનકર

શરીફબદમાસ

( શએર )

હય ખુશી આપકી ઇસમેં તો મલાલ અચ્છાહય
અપને માલીકકી જફાઓ કામઆલી અચ્છા હય
ર જો ઇજાહો મેરેવા સતેયારાહ તહો
આપ જીસ હાલમે રખખેં વોહી વોહી હાલ અચ્છાહય
પતી જયસે રાખો તયસે મંયરહુ
આહો તો પ્રેમ કામનવા પીયુમય
આહો તો બાખસે મરૂં
આહો તો રાજા મેહિરીની બનાએ રાખો
આહોતો દાસી બનું—

ભરથરી

પિતાજી આ કોપ તમે શો કર્યો જોગી વેષ બાપુ, શીદને ધર્યો,
મરી ગઇ છે માત, વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત,
ન બાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવુ હું તો સહી

ભરથરી —રાગ, લાવણી ભજન -

દેખા નહીં કછુ સાર જગતમેં, દેખા કછુ સાર, નહીં
મોહ બીસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર—જગત૦
મોહ થોકડી રાજ મીલે ધૂપન, ત્રષ્ણાકા નહીં પાર,
ભોગ ભોગતે ઇંદ્ર અપ્સરા, તૃપ્તી નહિ લગાર (૨)—જગત૦

જુઠા રંગ રૂપમે ભૂલી, ક્રીડા કરત ગમાર,
રૂપ વીર્યબલ નાશ હુવા તબ, નહી હે અપની નાર(૨)–જગત૦
પ્યારી મેરી જાની પીંગલા, હુબ રહા એક તાર,
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકુ યાર [૨]–જગત૦
અલ્પ બખતકા ચેહી તમાશા, દુ:ખ હે અપર પાર,
બેશક ઇસકા ત્યાગ કરો તુમ, ફેર પસ્તાના યાર[૨]–જગત૦
એહી ભરથરી નાર ભરૂસે, ભુલી હુવા ખુવાર,
એહી ભેખસે જગત શીખ દઉ, નવ કુબો સંસાર,
નવ કુબો સંસાર–જગતમે, દેખા નહીં કછુ સાર –જગત૦

**દલપત ભજન —રાગ ભજન—**

મોહન તારી મોરલીએ, વૃજનારને વેરણ થઇ ! [૨] હે હરી
કોમળ સુરે કાળજુ કોર્યું, ચીતડુ ચોર્યું વેરણ થઇ–મોહન
કામ તો હવે કાંઇ ન સુજે (૨) સાભળતા શત્રુ થઇ—(૨)
માતા પીતા તણી લાજુ તજીને, વૃદાવનમા ગઇ—મોહન.
વૃજનારને વેરણ થઇ, મોહન તારી મોરલી–તારી મોરલી–[૨]
આવા આવા કારમા કામણ (૨) શામળા સીધા થઇએ–મોહન.
દુખડા કેરા, ડુંગર ડોળ્યા, મા બાપડી લ્યો પઇએ–મોહન.
'દલપત' વ્રજના દેવને મળવા (૨) ગોપીઓ ગોકુળમા ગઇ–મો૦

**સાગર સરીતા**

કુંવારૂ રહેવુ ઘણુજ સારૂ બળ્યુ પરણવાનુ, કાકાજી બળ્યું પરણવાનું
મારો ધણી જો નહી મળે તો જુગજુગ રડવાનું;
કાકાજી જુગજુગ રડવાનુ.

પ્રેમથી રમાડું તને વ્હાલી હુમેશા, ખાલી તુ શીદ અકળાય;
એ વ્હાલી ખાલી તુ શીદ અકળાય;
ભાણીયા દીકરા મુગો મરી રહે, નહી તો ફજેતો થાય,
એ કાકા તમારૂ નખ્ખોદ જાય
મેના તુ ક્યારે હવે મારી થાય નહીં તો....કુંવારૂં૦

બોડાણો — કબીર ભજન—

તારી મીરે ગાડી હાકોરે, મેરામણ ગાડીવાળા,
તારી મજરે ગાડી હાકોરે, મેગમણુ ગાડીવાળા,
ઘોડા છુટયા થાનશે, પીછે પડી પોકાર,
દશ દરવાજા બંદ હુવા, તોબી નીકળ ગયા અસ્વાર–તારી૦
ગંગા કીનારે ઘર કરી, અને નહાવો નીરમળ નિર,
આપ્યા વિના શુ પામીએ, તે કહી ગયા દાસ કબીર–તારી૦

શ્રી ભોજાભગત કૃત. —આબખો રાગ ભજન—

મુરખે નાર કુભારજા આણી, એનુ ઘર કર્યુ ધુળધાણી [ટેક]
પાચ મણની લાપસી ભરડી, મણની ભુજી ધાણી,
ઘીનાં ઘાડવા ઘોળી નાખ્યા, દુધમા નાખ્યું પાણી–મુરખે૦
વાર પરવે વઢવાડ કરેને, કલેશ કરે જાણી જાણી;
છોકરાંને માથે છણકાં કરેને, ચુટીઓ લે તાણી તાણી–મુરખે.
ખરે બપોરે રસોઇ નીપજાવેને, રાતે જાતી પાણી;
છોકરાંને મારી મારી સુવાડે, ઓઢાવે રાત જાણી–મુરખે.
ટાઢું શીંકુ કંથ આગળ આસે, મરે જ્યારે ભૂત તાણી,

સાંજ પડે ઘેર ભટકીને આવી, ઉપર જાતાં રીશાણી–મુરખે.
પટીયા પાડી આખ આજી આઠડે,સાસરે પીયર ન સમાણી
“ભોળોભગત” કહે ગુરૂ પ્રતાપે,ઉતરેલ નાર શીદ આણી–મુરખે

કનકતારા

મય તો મારવાડકો બનીયોરે–બમ્બઇ શહરકો આયો
મારવાડસે નિકલ્યો જબતો પાઉમે નહી થો જુતો,
ઘાસલેટ (લે–ઘાસલેટ)કી ફેરી ફરીને પાજરાપોળમા સુતો–મ
બ્યાજ બટાકો ધંધો કરીને પૈસા પાચ કમાયો,
આધી આધી જમે કરીને લાડીજીકો લાયો–મયતો
લાડીજીકો મુખડો ધોલો, મોરે મનકો ભાયો,
લટક મટક કર ચાલી જાણે, મોરો જી લલચાયો–મયતો
(અયે ! રામ રામ જીયો ભાઇ ગ ગારામ દીયા દાન છુટે શ્રામ
—તાબા દાન—પીતળ દાન ) –મયતો

ભજનામૃત. —ભજન મીરાંબાઇ—

બલીહારી રસીયા ગીરધારી, સુદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીયેજી.
વાંસલડી વાગે વ્હાલા, ભણુકારા વાગેને, વૃજ વાટ લાગે ખારી,
સુંદર શ્યામ હો તજી અમને,મથુરાના વાસી આવા ન બનીયે હોજી
જમુનાનો કાઠો વાહલા ખાવાને દોડેને, અકળાવી દે છે મુને ભારી
વૃંદ્રાવન કેરી શોભા, તમ વીણુ અમને તો, નવ લાગે હવે સારી.
ગોવરધનતોળ્યો વ્હાલા,ટચલીઆગળીયેનેઅમપરઢોળ્યો ગીરધારી
મીરાબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણુ, શુદ્ધ પ્રભુ લેજો માહરી,
સુંદર શ્યામ હો તજીઅમને, મથુરાંના વાસી આવા ન બનીયેજી.

## રાગ સાજ સંગ્રહ—હનુમાન સ્તુતિ—

ધન ધન મહાવીર બજરંગ, રાવણ લંક જલાને વાલે
આજ્ઞા રઘુનંદનકી પાય, પહુચે ગઢ લકામેં આય;
ક્રોધિત હો દી આગ લગાય, રામકે કામ બનાને વાલે.—ધન.
રાવનકી બાટીકા ઉજારી, મારા અક્ષય કુમાર સુરારી;
ફસ ગયે બ્રહ્મ પાશ એકવારી, લીલા લલિત દીખાનેવાલે—ધન.
ચઢી દ્રુમ અશોકપર હર્ષાય, દિન્હી ડાટ મુદ્રિકા ગિરાય;
ચરનન ગિરે સિતાકે આય, પિયાકી ખબર સુનાનેવાલે.—ધન.
શક્તિ મેઘનાદ ને મારી, વ્યાકુલ ભયે લક્ષમન બલધારી;
લાયે સંજીવની સુખારી, લક્ષમન પ્રાન બચાનેવાલે.—ધન.
માયા રચ અહિરાવન ધાય, જબ હર લે ગયા દોનો ભાઈ;
રામકો લક્ષમન સહિત ઉઠાય, જાય પાતાલમે લાનેવાલે.—ધન.
દુષ્ટોકો મારો તત્કાલ, ભકતોકા કરિયે પ્રતિપાળ;
શરણાંગત દ્વિજ મન્નીલાલ, ધન બિદ્યા બલપાનેવાલે.—ધન.

## સતી તોરલ. —ભજન—

પાપ ત્હારૂ પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે—તોરલ કહે છે.
હરણ હર્યાં લખચાર તોરલ દે હરણ હર્યાં લખ ચારરે,
કંઇક વનમા મૃગલા મારીયા, તોળાદેરે એમ જેસલ કહે છે.
કર્મ ત્હારા સંભાર જાડેજા ધર્મ ત્હારો સંભારરે—તારી બેડલી.
લુટી કુંવારી જાન સતિ નારી, લુટી કુંવારી જાનરે,

સાત વીશુ મોડળ ધ મારીચા તોળાદેરે, એમ-જેસલ કહે છે.
ધર્મ ત્હારો સ ભાળ જાડેજા ધર્મ ત્હારો સ ભાળરે-તારી બેડલી
તોડી સરોવર પાળ, સતિ નારી તોડી સરોવર પાળરે,
ભાઇ ભાભીને મે મારીયા તોળાદેરે એમ-જેસલ કહે છે
કંઇક પરમાર્થ કર જાડેજા ક ઇક પરમાર્થ કરરે-તારી બેડલી.
માથાના જેટલા વાળ સતિ નારી માથાના જેટલા વાળરે,
એટલાં કુકર્મો મ્હે કર્યા તોળાદેરે એમ-જેસલ કહે છે
પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂ પ્રકાશરે,
વિનવે જેસલરાય સતિને વિનવે જેસલરાય,
માગી બેડલી ઉતારો ભવ પાર, સતિ-મારી

**મીનળ-મુંજાળ—રાગ કવાલી—**

જગતના જાણુ ભેદુઓ રસીક દીલના દીલાવર કો,
બતાવો કોઇ તો આશક ! જગતના
કરૂ તન બદન સો કુલ આપુ માગો જે તે મુલ,
ઝુરે આ કુમળુ બુલબુલ, બતાવો કોઇતો આશક ?
મૃદુ આખડી આજી ગુથી વેણી પુલહાથી
કંચુકી કસકસી બાધી, બતાવુ કોને તે આશક ?-જગતના

**વિરકેશરી**

આપ પાપડ વાડીમાં પધારજો લ્હેરીલાલ,
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે
રંગરંગીલા ચાલ મારી પાડેશમા તુલશી કયારાનુ નીશાન છે.
છજામાં, તુલસીના ઝાડનું નીશાન છે—લ્હેરીલાલ.

અખંડ ને અભંગ આજ માજ પહેલા પધારજો,
હડતાળવાળાનું તોફાનછે,જબરૂં હડતાળવાળાનુ તોફાન છે-હ્હેરી
જોખમ ભરેલુ કામ પુરી પચાત છે, ધાસ્તી છે આફતમાં
જાન છે, માગ બાપ ધાસ્તી છે—હ્હેરીલાલ.

કુસમાવતી

ભલે જન કોટી યત્નો કરે, નસીબના લખ્યા લેખ ના ટળે,
પાપીયા પાપી પગલા ભરે, અતમા માથુ પટકી મરે.
હરિશ્ચંદ્ર મહારાજ જુવોને, નિચ ઘેર સેવા કરે,
થઇ સેવકી મતિ લેખથી ગુમાન શાને કરે—નશીબ
પાન્ડવ સરખા ધર્મ ધારી પણ, વન વન રવડી મરે
ચીર હરણુ થયા સતીના, પ્રભુ કૃપા ત્યા કરે—નસીબ.
સતીયા સુરજન ભલે કુજનથી, કદી પીડાતા ફરે,
સત્યમેવ જયતજ સમજજો, ન્યાય નીયંતા કરે—નશીબ

નઈ-ગઝલ. —કવ્વાલી—

અબ જાનેદો બસ જાનેદો વોહ બેવફા જાતા રેહા;
દર્દ સીનેસે કલેજા ચીરકર જાતા રહા.
જીસકો છાતીસે લગા રખા થા મયને શોક સે;
વોહ મેરે નાજો કા પાલા દીલરૂબા જાતા રહા
તન દીયા ઓર મન દીયા ઓર ધનભી સારા હૈ દીયા;
ફીરભી બાકી કયા રહા વોહ દીલકો તરસાતા રહા
તીરે નીગાહ સે છેદકર સીના જીગર જખ્મી કીયા;
અયસા સીતમ હમપે કીયા દર દર વોહ ભટકતા રહા.

ઉસ બેવફા માશુક ને કયસા જલા રખા મુઝે;
જબ નજર પડને લગી વોહ ખુદસે શરમાતા રહા.
તન મન તો સારા જલ ગયા અબ કયા રહા ઇસ જાનમેં;
ધુની જમાકર ઇશ્ક કી કફની કો રંગવાતા રહા.
ખુદ ખુદા બેજાર હૈ જો કૌલ સે ઝુટા રહે,
ઇસ સાસસે બેજાર હય ટુટા તો ફીર જાતા રહા
દર્દ દીલભી હય મુઝે મકસુદ ઓર જખ્મે જીગર,
સારી બાતેં તો રહી, વો દીલરૂબા જાતા રહા

**ગઝલે-ઠુમરી, —અલસીયા—**

ફસ ગઇ મે તો કાલુ બલામે—

લામ અલીમ ઓર મીમકા પરદા, ઇશકો હટાકર સામને આવ
દીલમેં અદાએ ઉતર ગઇરે–ફસ ગઇ મેં તો કાલુ બલામે
ઇન્ના ખલકના દીલસે ભુલાયા, ન હનો કરબ સબકો બતાવ
હીજમે મર ગઇ મર ગઇરે–ફસ ગઇ મેં તો કાલુ બલામે

**મહાભારત.**

ડગમગ ડોલે તોરી નૈયારે નાવ પુરાની
પુન્ય ગવાયા પાપ કમાયા સાચકો સજલે
મોહન ભજલે પાર ઉતારે તોરી નૈયારે
ચલે ન સાથ યેહ ચહાકી માયા હય
યેહ કાલ વો હય જીસને કાલકો ભી ખાયા હય
ગઇ જો આયે નહી ચેત સમય આયા હય
ઉસકો ભજલે જીસ્સે વેદનેભી ગાયા હય...,સાચ

સરસ્વતીચન્દ્ર,

પ્રિતી કરી શુ તરછોડી પરદેશી... હા છોડી પરદેશી.(૨)-પ્રિતી.
ડંસ દઇ અહો ભ્રમર કુમુદને, હો છોડી પરદેશી હાં છોડી(૨)પ્રિતી
પુરી પખીણી, પ્રેમ પીંજરમા, આખર પાખ મરોડી પરદેશી,
હાં મરોડી પરદેશી . ....મરોડી પરદેશી.. .. ...પ્રિતી
ત્યાગી કુમુદવન, ભટકી ઓ ભમરા, આવ્યો અહી શુ ફરી દોડી,
ઉડીજા ઉડીજા, પખી મુસાફર રેન રહી છે, હવે થોડી પરદેશી,
હા થોડી પરદેશી . હા થોડી પરદેશી... ..... પ્રિતી

રાણા પ્રતાપ

અમે દીલ દર્દથી દાઝયા અમારી માત આજારી
ગઇ પ્રાચીન ખુમારી કયા વધી ગઇ છે કરજદારી
અમારા દેશના રત્નો થયાં છે જેલનાં વાસી
તમે તો મોટરે ફરતા ભુલેલા છો ફરજદારી
કર્યા છે કહો પ્રયત્નો શા ખીલાવા દેશ ઉદ્યોગો
કર્યા ઉપચાર શા શા કહો મીટાવા માતના રોગો
પળેપળ દેશ નેતાઓ અજબ સંદેશ પાઠવતા
હવે તો કાનને ખોલો નીહાળો દેશ લાચારી

ભુલનો ભોગ.

મય કયસે ભરૂં પનીયા રે પનઘટપે
નટખટ બોલત ઘુઘટ ખોલત,
નૈન નચાવે કનૈયાંરે પનઘટપે—મંય કયસે.

પ્યાસે પનઘટપે હુએ જબ, નયનવા ઘનશ્યામકા,
ઢુંઢતે લગે નાચને, દીવાના અમૃત જામકા
પનઘટસે કહા તું ભાગતી, ફરીયાદસે હય કામ કયા,
ઘટઘટમે બાસી હય સદા, વો કાન ગોકુલ ગામકા,
લાજ ધરત નાહી જાદુ કરત વહી, બસીવાલા કનાઈ,
હરત ફીરત કામનીયાકે પનઘટપે—મંચ કયસે

અરૂણોદય

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી પેસે જરમા આવજો,
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે...પીયુ
સિલ્કની કીનાર કોઇક વાયલ આછેરા,
કોઇક નવા નાટક ના અચ્છા ઓપેરા
થોડા હેન્ડબીલ હેરઓઇલ ના લાવજોરે...પીયુ
એક હારમોન્યમ પેરીસનું લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે,
તમે સામા સ્ટેશન પર સીધાવજો...પીયુ

વીરકુણાલ

હુ ખાપરો તુ કોડીયો જોડી વીંછીને સાપની,
મીઠા ડોસીને પૂછવુ છે બુધ્ધિ કોઇના બાપની?
કાયદો પૂછી શકે નહિ એવી વિદ્યા આપણી,
કાયદેથી બોલી ફરવું છે બુદ્ધિ કોઇના બાપની?

માથાઓ મુડી મૂર્ખના પહેરાવી ટોપી માપની.
કહેવું અમે શું જાણીયે છે બુધ્ધિ કોઇના બાપની ?
પોડેલો સહુ સંસાર અહીં પરવા કરો ના પાપની,
શ્રીકૃષ્ણ ગીતામાં કહી ગયા છે બુધ્ધિ કોઇના બાપની ?

**બલીરાજા**

આનંદ મંગળ ગાઓ, પરણાવી લેશું લ્હાવો,
મારી વેવણુ રસીલી જોડી શોભશે
નિરખી કન્યા કહેશો, મુખ જોઇ તાકી રહેશો–મારી.
વાહ ઠીક મળ્યું છે ટાણું, એક લુલુ ને બીજુ કાણુ
મળી વેવાઇને વેવાણુ, ફેરા ફેરાવોને ઝટ–આનંદ
ફડાકિયા તમે જોશો હોળીને દહાડે રોશો,
કેવી જાન જોડી હું આવું, દુનિયામાં ડંકો વાગશે–આનંદ.
તડાકીયા કહું તમને, અતિ ઉમેદ મનમાં અમને;
વાજા વગડાવું જો જો, ફરશુરામનો ફડાકો–આનંદ.

**અહલ્યાબાઇ**

મને એવો પરણ્યો ભાવે, બોલ્યું સાખે લાડ લડાવે,
નોકર થઇને નમતો આવે, લાગે પાય, પાય, પાય,
મનગમતા વસ્ત્રો લાવે, હીરા મોતીડા મંગાવે,
પ્રેમે પ્રીતિરસ પીવડાવે, ચિતડું ચાય, ચાય, ચાય,
મીઠી બંસી હું–એ મણીધર, મધુર નાદપર ડોલે,
નયન ઇશારે થનથન નાચે, ખમા ખમા, કહી બોલે,
નમતો જાય, જાય, જાય,

ભલે મેઘ એ હોય શ્યામ હુ વીજળી થોડી થોડી,
કામણગારો કૃષ્ણ, ગણીને, બનુ રાધીકા ગોરી-જોડી,
જુગતી થાય, થાય, થાય
ધોળે દિવસે રાત કહુ તો, હાજી હા જે કરતો,
બની દીવાનો રૂપ રંગમા પાછળ પાછળ ફરતો,
હંક હોવે, ધણી, તો તેવો જોઇયે,લાગે પાય, પાય, પાય.

## માલતી-માધવ.

ભાભી મારા ડાહ્યા ડમરા, શામાટે સરમાવો, તમે શામાટે રીશાવો.
ઓ નાની નણદલ આવો.. આ કોણ? ...તારો પ્રાણ?
હવે શા માટે શરમાવો (૨). ...ઓ . ...

## બલીરાજા

છોને કહેતા છકેલી, રંગીલા મને છોને કહેતા છકેલી,
હું તો જોબનમાં ઘેલી બનેલી--રંગીલા મને૦
બાગબગીચાની સ્હેલ બહુ સુદર, જાણે શુ ઘરમા ગોંધેલી,
બદામી હલવોનેઘારી જલેબી, તાજી તાજી ખાઉં પહેલી-રંગીલા
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર,સ્વપ્ને નહિ કોઇએ દીઠેલી
પોલકાંને ચોળીઓનો પાર નહિ મારે, લટકેથી લુટી લાવેલી-રં૦
નવસેરા હાર સાચા મોતીના સુદર, બંગડીઓ માણેક મઢેલી;
લુમણાંને ઝુમણાં લાડવાઇ પહેરતી, વિદ્યા હું પાકી ભણેલી-રં૦

## વીર કુણાલ -રાગ ગઝલ-

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે,
સમય સારો સિધાવ્યો ત્યા, નહી સંસાર તારો છે.

સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભગવા,
સમય પર ખાયૂ તે ધક્કા, સમયનો રંગ ન્યારો છે.
ચડે વાદળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમા તે પડી જાતા, સમયનો રંગ ન્યારો છે
સમય સારે ન સારૂ જે, કહે તે સહુ ગમારો છે,
અભાગી ખાયતે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

મીસ માણુકુ  –રાગ કહેરવા–

હજારો મેરે કાનકા મોતી (૨) કાનકા મોતી, કાનકા મોતી–હ.
એરે મોતી મેરા, કીચ પડા હે, (૨) લે જમુનાજલ મોતી,
("કૈસે ધોતી") લે જમુના જલ ધોતી—હજારો—(૨)
અગલી બજાર મેરા, મોતી ગુમાયા (૨) પીછલી બજાર ખડી રોતી
("કાયકુ રોતી") પીછલી બજાર ખડી રોતી—હજારો—(૨)
એક મોતી મેરા, લાખ ટકેકા (૨) ઘર છતીયન પર સોતી(૨)
હજારો મેરે—(૨) કાનકા મોતી—(૨) હજારો મેરે—
"વાહરે વાહ બડા ભારી મોતી. હો હો હો હો."

ઉદયભાણુ.

બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો, બોલો બોલો, મેના બોલાવે
ડોલો રંગ રસીયાજી ડોલો જરી ડોલો, ડોલો, ડોલો પ્યારી ડોલાવે,
મેનાં તારા વચનની વેણુ વાગી, લાગી લાગી લલીત લેહ લાગી,
મેના વ્હાલી મેના કે, ના કહે, પણ જોગી, જાગી અજબ જોત જાગી
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો- વાહ ?
ચતુર સુજાણ સીતા રામ ઉચરાવો............બોલો.

પોપટજી પાંજરૂ સોનાનું સજાવું, લાડીલી હું લાલચુ નથીકેલલચાવું
સોને રૂપે શું ભીડ ભિતરની ભાગી . લાગી
રૂડા સુડાને રંગે રમાડું, પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું,
ભાવના ભુખ્યા તમે શું ભાવી ભાવના ભુલાવે ?–બોલો

મહાશ્વેતા કાદંબરી.

પતિ વીના પ્રેમદાના મનના, પુરાય કયાથી કોડ,
કહે સખી પુરાય કયાથી કોડ
સરજન હારે સરજી જગમા નરનારીની જોડ (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નિહાળો--દ્રષ્ટિ માહે સઘળે જઇ ભાળો,
નાના મોટા જીવ જંતુમા, પણ એવી નથી ખોડ-સ૦
પતિ ભજ્યે પાતક સહુ ટળતા, અખંડ સુખડા સેજે મળતા
પતિ વિના સાહેલી જગમા, હરાગ જીતી હોડ-સ૦

ધના ભગત ભજન–

રામબાણ વાગ્ય હોય તે જાણે ઓલ્યા મુરખ મનમા ન આણે
ધ્રુવને વાગ્યા. પ્રહલાદને વાગ્યા, ઠરી ને બેઠા, ઠેકાણે,
ગર્ભવાસમા શુકદેવને વાગ્યા, એવું વેદ વચન પ્રરમાણે–રામ.
મોરદ્ધજ રાજાનુ મન હરી લેવા, મ્હારો વાલો આવ્યા જે ટાણે;
લઇ કરવત મસ્તક પર મેલ્યુ, પત્ની પુત્ર બેઉ તાણે–રામ.
મીરાબાઇ ઉપર કોપ કરીને, ઓલ્યો રાણોજી ખડક તાણે,
ઝેરના પ્યાલા મ્હારા ગીરધરલાલે, આરોગ્યા અમ્રત ઠેકાણે–રામ.
નરસીંહ મ્હેતાની હુંડી શીકારી, વ્હાલે ખોપ ભરી ખરે ટાણે,
આગળ સંત અનેક ઓધાર્યા, એવું ધનાભગત ઉર આણે–રામ.

( સમાપ્ત )

